# EXAMINATION OF BULLOCKS FOR SOUNDNESS.

# બળદની પરીક્ષા કરવા વિષે.

કર્ત્તા

મહાશંકર છગનલાલ જોશી. જી. બી. વી. સી

લેઇટ લેકચરર વેટરીનરી કૉલેજ, મુંબઇ.

” ” ” ” કલકત્તા.

” મેનેજર નૉર્થકોટ કૅટલ ફાર્મ, છારોડી.

વેટરીનરી ઑફીસર, ઈન્ચાર્જ વેટરીનરી

ડીસ્પેન્સરી, ગોધરા, “ ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્રનાં

મૂળતત્ત્વો ” અને

“ ગુજરાતમાં ઢોર ઉછેરવા વિષે.” અને “ ઢોરની જાતો ધારવા વિષે ” ના કર્ત્તા.



ધી “ ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ ”—અમદાવાદ.

સંવત ૧૯૬૫ સન ૧૯૦૯

કીંમત એક આનો.

## EXANINATION OF BULLOCKS FOR SOUNDNESS.

## બળદની પરીક્ષા કરવા વિષે.

---

પોતાના કામને લાયકની ઉંચાઇનો અને મજબૂત બાંધાનો બળદ લેવો.

ગરીબ સ્વભાવનો અને કટેવ વગરનો બળદ લેવો. ગળીઓ, મારકણો, ભડકણ અને અટકણ વગેરે દુર્ગુણ-વાળો બળદ લેવો નહિ. ગળીઆ બળદની પરીક્ષા હળે અથવા ગાડે જોડી કરી શકાય છે. ગળીઓ બળદ ચાલતો નથી પણ બેશી જાય છે, અગર આડો થઇ સૂઇ જાય છે.

બળદને ચલાવ્યા, ફેરવ્યા અને દોડાવ્યા વગર લેવો નહીં. ચાલતી વખતે લંગડાપણું અને તણછ વગેરે દરદો જોવાં. લંગડો બળદ લેવો નહિ.

ફુલ, મોતીઓ, આંધળાપણું વગેરે દરદોને માટે બળ-દની બન્ને આંખો તપાસી જોવી, અને કોઇપણ દરદ વગ-રની સાફ આંખો હોય તેવો બળદ લેવો.

શરીરના બધા ભાગો રોગો અને ખોડો માટે તપાશી જોવા અને કામ કરતાં હરકત પડે તેવા રોગ અથવા ખોડ વાળો બળદ લેવો નહિ.

ભાગેલા શીંગડાવાળો અને કમોડી (*Cancer of horn*) વાળો બળદ લેવો નહિ. ભાગેલું શીંગડું બરોબર રૂઝાઇ

ગયું હોય અને દબાવી જોતાં નરમ ન લાગતું હોય તો તેવા બળદને લેવાને હરકત નથી.

સોજો, ચાંદી, ગાંઠ, ગૂમડું વગેરે દરદોને માટે ખાંધ તપાસવું, અને ખાંધ સાફ હોય અને ચાંદી ઉભળવાનો સંભવ ન હોય તેવા બળદને લેવો.

બરડો અને કમર મજબૂત ( ભાગેલી કમરવાળો બળદ લેવો નહિ ) છાતી પહોળી, પગ સીધા, અને નળીઓ મજબૂત અને દરદ વગરની હોય તેવા બળદને લેવો. પગનું કોઇ હાડકું અગાઉ ભાંગી સંધાઇ ગયેલું હોય તો ભાગેલા ભાગ આગળ ગાંઠ પડેલી જણાય છે; એવો બળદ લેવો નહિ.

પૂંછડાનાં હાડકાં ભાંગેલાં હોય અને પૂછડું હલાવી શકતો ન હોય તેવો બળદ લેવો નહિ.

છાતીનાં દરદો સસણી વગેરે અને પેટનાં દરદો પેટનું ફુલવું, વગેરેને માટે તપાસીને બળદ લેવો.

આ દેશમાં કોઇપણ દરદોને માટે બળદોને ડાંમવાનો રીવાજ છે. માટે ડાંમેલા ભાગો બરોબર તપાશી જોવા અને રોગ બરાબર સારો ન થયો હોય તો તેવા બળદને લેવો નહિ.

બળદની ઉમર જોવી. બળદની ઉમર જાણવાની રીત નીચે પ્રમાણે છેઃ—



" દાંત બે પ્રકારના હોય છે; દુધીયા અને પાકા. જ્યારે ગાય વીયાય છે ત્યારે વાછરડાને નીચેના જડબામાં બે દુ-ધીયા દાંત હોય છે. પાંચથી દસ દિવસ પછી બીજા બે દુધીયા દાંત ઉગે છે; ૧૨ થી ૨૦ દીવસમાં ત્રીજા બે દુધીયા દાંત ઉગે છે; અને ૩૦ થી ૩૫ દિવસમાં ચોથા બે દુધીયા દાંત ઉગે છે; એ રીતે લગભગ એક મહિનામાં આઠે દુધીયા દાંત ઉગે છે. આ ઉપરથી બે દાંત હોય તો એક અઠવાડી યાનું, ચાર હોયતો બે અઠવાડીયાનું, છ હોય તો ત્રણ અઠવાડીયાનું, અને આઠ હોય તો એક મહિનાનું વાછરડું છે એમ કહી શકાય.

" ત્યાર પછી આ દુધીયા દાંત ખવાવા માંડે છે, અને પોચા પડે છે. જ્યારે વચલા બે દાંત આ પ્રમાણે પોચા પડે ત્યારે તેની ઉમર આશરે બાર મહિનાની, ને ચાર દાંત પોચા પડે ત્યારે સવા વરસની, છ પોચા પડે ત્યારે દોઢ વરસની, અને આઠ પોચા પડે ત્યારે બે વર્ષની ઉમર લગ-ભગ થઇ છે એમ સમજવું. વચલા બે દાંત પડી ગયા પછી ત્યાં બે દાંત પાકા ઉગે છે. ત્યારે તેની ઉંમર બે સવાબે વર્ષની સમજવી. જ્યારે ચાર પાકા દાંત ઉગે ત્યારે ત્રણ વર્ષની, અને છ ઉગે ત્યારે ચાર વર્ષની, અને જ્યારે આઠે ઉગી જાય ત્યારે પાંચ વર્ષની ઉમર છે એમ સમજવું. દુધીયા અને પાકા દાંત નજરે જોયાથી તરત ઓળખાય છે; દુધીઆ દાંત ખૂબ સફેદ હોઇને પોચા હોય છે, અને પાકા દાંત જરા પીળાશપર તથા પાકા હોય છે.

" જ્યારે કોઇ વાછડાની કે ગોઢલાની ઉમર પુછવામાં

આવે છે, ત્યારે ઉપર પ્રમાણે કહેવાને બદલે લોકો કહે છે કે તે બે દાંતે છે, ચાર દાંતે છે વગેરે.

"પાંચ વર્ષની ઉમર પછી દાંત ઉપરથી પરીક્ષા કરવાનું કામ જરા મુશ્કેલ થાય છે. ત્યાર પછી દાંતના ઉપર ઘસારો જણાય તે ઉપરથી, દાંતનો રંગ વધારે પીળાશ મારતો થતો જાય છે તે ઉપરથી, અને દાંત નાના થતા જાય છે તે ઊપરથી અનુભવા માણસો ઊમર કહી શકે છે. આ કામ કાંઇ મુશ્કલ નથી. જેની ઊમર આપણા જાણવામાં હોય એવા બળદના દાંત જોવાની અને તે લક્ષમાં રાખવાની ટેવ રાખવાથી આ વાતનું જ્ઞાન થોડા વખતમાં થઇ શકે છે.

"શીંગડા ઊપરથી પણ ઊમરની પરીક્ષા થાય છે. બળદનાં શીંગડાં ઊપર દર વર્ષે એક વળીયું અથવા ચકરી પડે છે. પણ આ વળીયું ત્રીજે વર્ષથી પડવું શરૂ થાય છે તેથી બળદનાં શીંગડાં ઊપર જેટલાં વળીયાં હોય તેના કરતાં બે વર્ષની ઊમર વધારે ગણવી. દાખલા તરીકે જો શીંગડાં ઊપરનાં વળીયાં અથવા આંકા છ હોય તો તે બળદની ઊમર આઠ વર્ષની છે એમ સમજવું.

"પાંચ સાત વર્ષની ઊમર પછી દાંત અને શીંગડાંની નિશાનીઓનો આધાર આનુમાનિક છે; તેથી તે નીશાનીઓની સાથે બળદના મોંઢાને તથા શરીરને પણ આંખ હેઠળ કહાડી જવાની જરૂર પડે છે. શરીરની ચામડી, વાળ, અને એકંદર દેખાવ ઊપરથી અનુભવી માણસો ઊમરની ભુલ કરતા નથી પણ અનુભવ મેળવવા માટે પ્રયાસ કરવો જોઇએ.

" બળદના વેપારીઓ બળદની ઊંમર ઓછી જણાય તેટલા માટે ઘરડા બળદોના દાંતને ઘસીને તેના ઊપરની ખેરી કહાડી નાંખી દાંત સફેદ દેખાય એમ કરવાનો, તથા શીંગડાંને પણ ઘસી તેલ ચોપડી, તેના ઉપરનાં વળીયાં બરોબર ન દેખાય એમ કરવાનો યત્ન કરે છે, અને તેથી ઘણા માણસો છેતરાઇ જાય છે; તે માટે દરેક ખેડુતે સાવચેત રહેવું જોઇએ. ( "ખેડુત" પુસ્તક ૧ લું. ઢોરની ઉમર જાણવાની રીત )

સમાપ્ત.

